શ્રી શંકર વિજય સંગીત સમાજના

માનદ મંત્રી

## સ્વર્ગસ્થ મહેરાજ જમનાદાસ ધનરાજમલ

## પુરોહિત

જેમણે દશ વર્ષ સુધી સમાજની નિષ્કામ ઉમંગથી
સેવા બજાવી હતી.



સ્વર્ગવાસ તા. ૩૦ જુન ૧૯૨૮.

Universal Printing House, 27, New Cloth Market, Karachi.

"સંસાર મિત્ર (નાટક)

વ્હાલા ભાઈ જમનાદાસ,

ત્હારો પ્રેમ, ત્હારી અચળ ભક્તિ, ત્હારી સમાજ તરફની નિસ્વાર્થ લાગણી તો સમાજના દરેકે દરેક મેમ્બરના શ્વાસ પર્યંત અવિચળ રહેશે. સમાજને ઉન્નત કરવાની ત્હારી અથાગ મહેનત તો કરાચીની નાટ્ય રસિક પ્રજાને સુવિદિત છે ત્યાં હું વધુ શું લખું? તું ગયો પરંતુ તારાજ પ્રતાપે ત્હારાજ કામના પ્રભાવે સમાજ અદ્યાપી એવીને એવી ઉભી રહી છે, ત્હારૂં નામ સ્મરતાં, ત્હારૂં સમાજમાં સ્થાપેલું ચિત્ર નીરખતાં અમને કેટલો ઉત્સાહ આવે છે એનો અમને જ ખબર છે તું ત્યાં રહ્યો પણ ત્હારી આ સમાજને ઉન્નતીમાં નીહાળતો કેટલો આનંદ અનુભવતો હશે એની પણ અમને ખબર છે, એટલાજ માટે આ આપણી સમાજ તારા નામના પ્રતાપે આજ માથું ઉચકવા તૈયાર થઈ છે...આશીર્વાદ વર્ષાવજે, અમીદ્રષ્ટિથી નિહાળી ઉત્સાહ અર્પજે, એજ નમ્ર યાચના. ત્હારા આત્માને અખંડ શાન્તિ આપે એવી પ્રભુ પ્રત્યે અભ્યર્થના સાથે અમ્હારા આ અલ્પ પ્રયાસની યાદગીરી ત્હારા નામ સાથે નિલાંજલી સ્વરૂપે જોડવાની છૂટ લઈએ છીએ.

લી૦

શ્રી શં. વિ. સં. સમાજ

તરફથી

ઠક્કર દામજી નાનજી ભોજાણી.

# નિવેદન.

રંગભૂમી એ પ્રજા સુધારણાનું મંદિર છે. સમાજ સુધારક જે વર્ષો સુધી નથી કરી શકતો, તે રંગભૂમી થોડા કલાકમાં કરી શકે છે. તેમાં તાદ્દશ થતા અનેક કુમળા ભાવો પ્રેક્ષક વર્ગ પર ચીર અસર મુકતા જાય છે. એનું એક ઉદાહરણ રાજા ભરતુહરિના નાટક પરથી કેટલાએ શ્રીમંત પુત્રોએ લક્ષ્મીને લાત મારેલી સાંભળી છે. એટલી ઉંડી છાપ એકી સાથે પ્રજા માનસ પર પાડવા માટે રંગભૂમી જેટલી સહાય કરે છે તેટલી ભાગ્યેજ બીજુ કોઈ કરી શકે છે, એટલાજ માટે રંગભૂમી એ પ્રજા સુધારણાનુ મંદિર છે, તેને દર્શને આવનાર જાણ્યે અજાણ્યે તેના ભક્ત બને છે, અને પ્રસાદી રૂપે દયા માયા ભક્તિના અંશો લઈ જાય છે. પરંતુ સાપ ગયા અને લિસોટા રહ્યા, એ સુત્રાનુસાર અત્યારની રંગભૂમીએ પોતાનું સાચુ સ્વરૂપ ગુમાવ્યું છે; એક વખત જે ધંધો પ્રજા સુધારણનો સાચો ઉદ્દેશ દર્શાવતો એજ ધંધો આજે હલકા પણાની નિશાની ગણાય છે. સુધારણના અનેક પ્રશ્નો માંહે એનો સમાશ થાય છે. અનેક દિશાઓમાંથી એના સુધારણાના ઉપાયો યોજાય છે, પ્રસ્તુતઃ સમાજની સ્થાપના થયે આજે ૨૨ વર્ષના વ્હાણા વીતી ગયા છે. ભક્તની અદાથી સમાજે અત્યાર સુધિમાં નાટ્ય દેવીને ચરણે અનેક નાટ્ય પુષ્પો ધરાવ્યા છે. ધડાકા ભડાકા ઉપરથી હજુ પ્રેક્ષક વર્ગનો મોહ ઉતર્યો નથી, છતાંએ સામાજીક નાટક તરફ પ્રેક્ષક વર્ગની અભિરૂચી વધતી જાય છે એ ધ્યાનમાં રાખી સમાજ સામાજીક નાટકો તરફ વધુ ધ્યાન આપે છે, પ્રસ્તુતઃ નાટક સમાજમાં બનતા અનેક કુરિવાજો પર પ્રકાશ પાડી, તેનાથી બચવાનો મહામુલો ઉપદેશ આપે છે. એ ઉપરથી આપણો સમાજ કઈ બાજુ ઘસડાતો જાય છે એનો સ્હેજ ખ્યાલ આવિ શકશે. ધંધાદારી કંપનીઓને પણ એક નવું નાટક તૈયાર કરવું પડે ત્યારે કેટલાયે સમય અને દ્રવ્યનો ભોગ આપવો પડે છે. કેટલાયે પગારદાર નટ વર્ગની સહાયની જરૂર પડે છે, તો પછી અમારા જેવી એક સંસ્થાને જેનો એકજ આધાર સહકાર, એવી સંસ્થાને એક નાટક તૈયાર કરવું એ કેટલી મુસીબતનું કામ છે તે સ્હેજે સમજી શકાય તેમ છે, નાટક કરવાનો વિચાર

ર્યાં પછીથી તે આપની સન્મુખ રજુ કરતા સુધી અનેક બંધુઓની સહાયની જરૂર પડી છે. સ્થળ સંકોચને લક્ષને સર્વના નામનો ઉલ્લેખ નથી કરી શકતા છતાં અનેક બંધુઓના સહકારનું ફલ તે "**<u>સંસાર-ચિત્ર</u>**" દિવસે નોકરી કરવી, રાત્રે મોડે સુધી ઉજાગરા કરવા, એક બે દિવસ નહી, પરંતુ મહિનાઓ સુધીના ઉજાગરા નિસ્વાર્થ ભાવે આવી કામ કરી જવું એ ધારવા જેટલું આનંદ જનક નથી, પરંતુ ધીરજની કસોટી કરવા જેવું તો ખરૂંજ. એ બધા ભાઈઓએ અમારા ઉપર ચડાવેલા આભારની નોંધ લેતાં અમારૂં હૃદય હર્ષથી ઉભરાઈ જાય છે. એવાજ સહકાર સદૈવ સાથી અમારા ઉત્સાહને દ્વીગુણીત કરે એટલીજ તેમના પ્રત્યે અમારી અભ્યાર્થના.

<u>પ્રસ્તુતઃ નાટયના લેખક રા. રા. ઠક્કર હામજી નાનજી ભોગનગીની</u> પિછાન <u>કરાચીની</u> નાટ્ય રસિક જનતાને વર્ષો પહેલાં થઈ ચુકી છે. એમની શક્તિઓ ઉત્તરોત્તર વિકાસ સાધતીજ ગઈ છે. છેલ્લાં પંદર વર્ષ થયાં એ સમાજને પોતાના તન, મન, અને ધનથી મદદ કરતા આવ્યા છે. સમાજે અત્યારસુધી જે પ્રગતિ સાધી છે તે એમના સહકારનું ફળ છે. અતિ વ્યવસાયી હોવા છતાં પોતાના કિંમતી વખતનો ભોગ આપી આ નાટ્ય નિઃસ્વાર્થ ભાવે લખી આપી, તેને ડાયરેક્ટ કરવામાં જે અણમુલ સહાય આપી છે, તેની નોંધ લેતાં અમારૂં અંતર આભારથી નમી પડે છે. અનેક અડચણો વેઠી તમારી સન્મુખ રજુ કરેલ આ નાટ્ય પ્રયોગને અભિનય કુશલ ડાયરેક્ટરની દ્રષ્ટીથી ન જોતાં, સમભાવદર્શી પ્રેક્ષકની દ્રષ્ટીથી જોવા વિનંતી છે. તદમારાજ નાના મોટા અનેક બંધુઓના સાહસનું એ પરિણામ છે. એમાં ત્રુટીઓ અનેક હશે. ઉદાર બુદ્ધીથી ઉવેખવાની અભ્યાર્થના સહ.

કરાચી, લી૦

તા. ૨૨-૩-૩૦ **લાભશંકર ભુદરજી મહેતા**

ના વંદેમાતરમ.

# બે બોલ.



**પરમ પુજ્યશ્રી લાભશંકર ભુધરજી મ્હેતા,**

વિ. વિ. પ્રભુ કૃપા. તમારા આશીર્વાદ અને સમાજના સંગઠનથી હું આ મારી ત્રીજી કૃતી કરવાની કદરદાન પ્રજા સમક્ષ પ્રત્યક્ષ કરવાને શકિતમાન થયો છું. સત્યને પ્રત્યક્ષ કરવા અથવા કહો કે તમને ધન્યવાદ અપાવા તમારી અનીચ્છા છતાં મ્હારી લાગણીને જાહેર કરવાની નમ્ર યાચના કરૂં છું. મારી દરેક કૃતીમાં તમોએ મ્હારા માટે તનમન અને ધન સુદ્ધાં પાથર્યાં છે પરંતુ આ સમયે તો તમે હદ કરી છે એમ કહું તો ચાલે ખરેખર આ કૃતિના અર્ધથી પણ અધિક હિસ્સો તમારો છે એમ આલમને જાહેર કરવાની હું મ્હારી પવિત્ર ફરજ સમજુ છું.

આપણે આજ પંદરથી પણ વિશેષ વર્ષો સાથેજ રહ્યા છીએ મ્હારી લાગણી તમારી તરફ કેવી છે તમારી મહેરબાની મારી તરફ કેવી છે એની સાક્ષી એક આપણા હૃદયને અને બીજા પ્રભુને છે દિવસાનુદિવસ આપણી અરસપરસની પ્રીતી અધિક તેજસ્વી બનતી જાય છે એનો સબળ પુરાવો આ મારી ત્રીજી કૃતી છે, પરમાત્મા આપણા હૃદયને એજ પ્રેમભીના એવાંજ ભક્તિભાવ ભર્યાં એવાંજ લાગણીવાળા જન્મોજન્મ રાખે એવી મ્હારી તે જગન્નિયંતા પ્રત્યે અંતઃકરણ પૂર્વકની પ્રાર્થના અસ્તુ.

સદા આપનો

**ઠક્કર દામજી નાનજી ભોજાણી.**

॥ श्री गणेशाय नमः ॥

# ☛ સંસાર–ચિત્ર ☚

## પાત્ર પરિચય.

---

### પુરૂષ પાત્રો.

**કલ્યાણરાય**...એક શ્રીમંત બ્રાહ્મણ.

**નિરંજન**...કલ્યાણરાયનો લાડકવાયો એકનોએક પુત્ર.

**ગુણવંતરાય**...કલ્યાણરાયનો નિતીમાન પાલક પુત્ર

**પ્યારેલાલ**...એક કુટીલ શ્રીમંત બ્રાહ્મણ.

**સુરેશચંદ્ર**...પ્યારેલાલનો શુશીલ પુત્ર

**સુદર્શન**...પ્યારેલાલનો નોકર, પાછળથી સભી લુટારો

**વિનોદરાય**...એક માન ખેતાબનો ભૂખ્યો ગૃહસ્થ

**કપિલરાય**...વિનોદરાયની પુત્રી કોકીલાના હાથના ઉમેદવાર કવી.

**પોપટ**...કોકિલાના હાથનો બીજો ઉમેદવાર.

**રણધીર**...એક રજપુત યુવાન.

**માધવરાય**...ન્યાતીનો આગેવાન પટેલ.

**પ્રેમાનંદ**...મંદિરનો પુજારી.

**અસરફખાં**...મંજરીનો પાલક પીતા.

**દારૂમીયાં**...પ્યારેલાલનો કુટીલ મિત્ર

**સુરસીંહ**...સુદર્શનનો લુટારૂ સાથી

### સ્ત્રી પાત્રો.

**નિર્મળા**...નિરંજનની શુશીલ પત્ની.

**સરલા**...કલ્યાણરાયની પુત્રી (પછીથી સુરેશની પત્નિ.)

**મંગળા**...પ્યારેલાલના ફંદામાં ફસાયેલી વિધવા.

**કોકિલા**...વિનોદરાયની ઉચ્છૃંખલ પુત્રી. (પાછળથી કવિની પત્નિ)

**મંજરી**—એક ગુણીકા.

તે ઉપરાંત બહારવટીઆઓ, નોકર, ન્યાતિના આગેવાનો, સભીઓ વિગેરે.

॥ ॐ ॥

॥ श्री गणेशाय नमः ॥



# સંસાર-ચિત્ર



— નાટકનો ટુંક સાર. —

## અંક પહેલો.



### પ્રવેશ પહેલો.

સ્થળઃ— પ્યારેલાલના ઘર પાછળનો બગીચો.

**પ્યારેલાલ, સુરેશ. તથા તેના મિત્રો, પાછળથી ગુણવંતરાય મંગલા, સરલા તથા દાદૂમીયાં.**

પ્યારેલાલ તેના પુત્ર સુરેશની વર્ષગાંઠ હોવાથી તેના મિત્ર વર્ગને પાર્ટી આપે છે. પ્યારેલાલના મિત્રોનું સુરેશને અભિનંદન, બાદ સુરેશને સરલા નથી આવી એવું માલુમ પડવાથી પ્યારેલાલની રજા લઇ તેને બોલાવવા જવું. સુરેશના જવા પછી પ્યારેલાલ તથા તેના મિત્ર વર્ગમાં મંજરીને બોલાવી નાટારંગ, જલ પ્રલય સંકટ નિવારણ ફંડના સેક્રેટરી ગુણવંતરાયનું પ્યારેલાલ પાસે યથાશક્તિ ભેટ આપવા વિનંતી, પ્યારેલાલનું તેને તુચ્છકારી કાઢવું. એક બીજાની રોષ ભરી વાતચીત એટલામાં મંજરીએ ફંડમાં પ્યારેલાલનો આપેલો ચેક જમા કરાવવો. પ્યારેલાલનો રોષ, ગુણવંતને તમંચો મારવા જતાં એકાએક મંગલા પ્રવેશી આવે છે. એક બીજાની અંદર વાટા ઘાટી, બાદ પ્યારેલાલનું તેના મિત્રને મંગલાને મારી નાખવા માટે તમંચો ફોડવો, અંતે મંગલાને ન વાગતાં સરલાને તેડી આવતા સુરેશને લાગવું અને ઘાયલ થવું.

ટેબ્લો.

## પ્રવેશ બીજો.

### સ્થળઃ— વિનોદરાય રાવ બહાદુરનું મકાન.

### વિનોદરાય, કોકીલા, કવિ કપીલરાય પોપટીયો વિગેરે.

વિનોદરાય રાવ બહાદુરની કુંવારી કન્યા કોકિલા પ્રેમ વિરહમાં પીડાતી પોતાની સ્થીતીનું બ્યાન કરે છે. એટલામાં ચુપચાપ કવિ કપિલરાય પ્રવેશ કરે છે. અંદર અંદર પ્રેમાલાપ અને ગાયન. બાદ વિનોદરાય કોકિલાના હાથને માટે જાહેર ખબર નાંખવાથી ઉમેદવારોની અરજીઓ તપાસતો તપાસતો આવે છે, અરજીઓ તપાસવાથી તેનો ગુસ્સો. એટલામાં ઉમેદવાર પોપટનું કોકિલાના હાથની માંગણી માટે આવવું, પોપટની લાયકીનો તપાસ અને વિનોદરાયનું તેને બહાર કાઢવું. પોપટ બળે નહી પણ કળે કામ લઇ વિનોદરાયને મૂર્ખ બનાવાનું પ્રણ લેછે એટલામાં કવિ કપીલરાય હેની ઉમેદવારી જાહેર કરતો આવે છે. કવિને કોકિલાની સુંદરતાનું બ્યાન કરવા જતાં કવિ ઉપર વિનોદરાયનો ગુસ્સો અને તેહેને ધક્કો મારી બહાર કાઢવું. જાહેર ખબર આપવાથી થયેલી મુસીબત માટે વિનોદરાયની દિલગીરી.

## પ્રવેશ ત્રીજો.

### સ્થળઃ— કલ્યાણરાયના બંગલાનો બગીચો.

### નિર્મલા, સરલા, સખીયો, પાછળથી પ્યારેલાલ, નિરંજન.

ગાયન બાદ નિર્મળા અને સખીઓના અરસપરસ વિનોદ. બાદ નિર્મળાની માતુશ્રીની બીમારી હોઇને નિર્મળાને પીયર જવાનું હોવાથી પ્યારેલાલ પોતાની કપટજાળ બીછાવતો આવે છે. અને નિર્મળાને હારની ભેટ આપે છે. એટલામાં નિરંજન આવે છે. નિરંજનનો પ્યારેલાલ માટે સતકાર, નિર્મળા પ્યારેલાલની કપટજાળથી ચેતી જતાં રોષ જાહેર કરવો. પ્યારેલાલનું નિર્મળા અને નિરંજનની રજા લઇ જવું. બાદ નિર્મળા અને નિરંજનનો પ્રેમવિનોદ.

## પ્રવેશ ચોથો.

### સ્થળઃ— પ્યારેલાલનું દિવાનખાનું.

### સરલા, સૂરેશ, પ્યારેલાલ, સુદર્શન.

ગાયન બાદ સૂરેશ ખુરસી ઉપર એકલો પડેલ છે તેવામાં સરલાનું સૂરેશની તંદુરસ્તીના ખબર પુછતી આવતા અંદરોઅંદર એક બીજાનો પ્રેમવિનોદ. એકાએક પ્યારેલાલનું આવવું અને પુત્રની આવી વસ્તુ

સ્થિતી જોતાં હર્ષથી ફુલાવું, બાદ પ્યારેલાલનું સુરેશની તબીયતના સમાચાર પૂછવા. આસપાસ પ્યારેલાલની શ્વાનદષ્ટિ પડતાં તેહેનો ઘરનો નોકર સુદર્શન નથી આવ્યો એમ માલુમ પડતાં પ્યારેલાલનો રોષ, સુદર્શનનો પુત્ર પ્લેગમાં જકડાયેલો હોવાથી રોતો રોતો પ્યારેલાલ પાસે રૂ. ૨ની મદદ માંગવા આવવું, પ્યારેલાલનું તેહેને તુચ્છકારી નોકરીથી બરતરફ કરી ધક્કા મારી કાઢી મુકવું, સુરેશ અને સરલાનું આથી ચીડાઇ જવું, પ્યારેલાલનું ધમકી આપતા ચાલી જવું, એટલામાં સુદર્શન તેનો દીકરો મરી જવાથી રોતો કકળતો આવે છે. અરસ પરસ એકબીજાની દિલગીરી. -ટેબ્લો.-

## પ્રવેશ પાંચમો.

### સ્થળઃ— રસ્તો.

### સુદર્શન તથા મંગલા.

મંગળા પ્યારેલાલથી તરછોડાઇને લુટાઇને ભીખારણ બનીને પોતાના પાપનો પસ્તાવો કરે છે, એટલામાં પ્યારેલાલની હલકી વર્તણુક નો ભોગ બનેલો સુદર્શન શ્રીમંતોને ધીક્કારતો ત્યાં આવે છે. બન્નેનો મેળાપ, અરસપરસ વાતચીત અને એકબીજાની ઓળખાણ પછી શ્રીમંતોને પ્યારેલાલનું બલીદાન ન અપાય ત્યાં સુધી લુંટવાની પ્રતિજ્ઞા કરે છે.

## પ્રવેશ છઠ્ઠો.

### સ્થળ:— વિનોદરાયનું મકાન.

### વિનોદરાય, કોકીલા, પોપટ વિગેરે.

રાવ બહાદુર વિનોદરાયનો માન ખેતાબ માટે બડબડાટ, કોકીલાનું આવવું, અને વિનોદરાયનુ કવિ કપિલરાય સાથે વાત ન કરવા માટે ઓર્ડર કરવો એટલામાં પોપટ એક સ્ત્રીના વેશમાં વિનોદરાયને ત્યાં રસોયણ તરીકે નોકરી રહેવા આવે છે, વિનોદરાય પોપટ (માયાને) જોઇને મુગ્ધ થાય છે. અરસ પરસ પ્રેમ વિનોદ માયાને નોકરીમાં રાખી વિનોદરાયનું કોકીલાને ઘરનો ચાર્જ આપવા હુકમ, કવિ કપીલરાયનું સાહેબના વેશમાં કોકીલાના પ્રેમ માટે આવવું, કોકીલા તથા વિનોદરાયનો આવકાર, અરસ પરસ વાતચીત, શરમાળ કોકીલાને કવિ (સાહેબ)નું એટીકેટ શીખવવાનું માથે લેવું, વિનોદરાયની સંમતી, કોકીલા તથા સાહેબનું એકાંતમાં મળવું, પ્રેમ વિનોદ.

## પ્રવેશ સાતમો.

સ્થળઃ— બગીચો.

### નિરંજન, પ્યારેલાલ, મંજરી.

નિરંજન બગીચામાં નિર્મલાની ગેરહાજરીમાં વિરહથી પીડાતો બગીચામાં ફરવા આવે છે, પ્યારેલાલ પણ ત્યાં ફરવા આવે છે. એટલામાં ઓચીતો ગોળી બહાર, મંજરી બગીચામાં ફરવા આવેલી એટલામાં કોઇ બુરખાવાળાએ તેના ઉપર એકાએક ગોળી બહાર કરવો અને તેનું જવાહીર લુંટવું. એટલામાં સુદર્શનું આવી મંજરીનું જવાહીર પાછું અપાવી ચાલ્યા જવું, મંજરીનું બેભાન થવું. પ્યારેલાલ તથા નિરંજન ગોળી બહારનો ભોગ. કોઇ ના મલતાં પાછું આવવું, મંજરીનું શુદ્ધીમાં આવવું, નિરંજનનું મંજરી ઉપર મુગ્ધ થવું એટલામાં કલ્યાણરાય તથા ગુણવંતરાયનું નિરંજનના પાછળ આવી શું ખેલો ખેલાય છે તે એકાંતમાં ઉભા રહી જોવું, આખરે રાત્રે વેશ્યાને ત્યાં નિરંજનના કાળા કામો જોવા સારૂ કલ્યાણરાયનું ગુણવંતને ગાડી તૈયાર રાખવા માટે સૂચના.

## પ્રવેશ આઠમો.

સ્થળઃ— મંજરીનું દિવાનખાનું.

### મંજરી, સુદર્શન, મંગલા, બાદ પ્યારેલાલ, નિરંજન બાદ કલ્યાણરાય તથા ગુણવંતરાય.

મંજરીનો શ્રીમંતોની જાળમાં સપડાઇ વેશ્યા બનવા માટે પશ્ચાતાપ, ગાયન અને નિરંજનના સત્કાર માટે તૈયારી, એટલામાં સુદર્શન અને મંગલા ત્યાં બનતી પ્રપંચી લીલા જોવા માટે આવે છે. મંજરીની તારીફ, એટલામાં પ્યારેલાલ નિરંજનને લઇને ત્યાં આવે છે. મંજરીનો સત્કાર. બાદ પ્યારેલાલ શરબત અને મદીરા વગેરે સામગ્રીઓ નિરંજન માટે મંગાવે છે. અને દારૂની તારીફ કરતો નિરંજનકુમારને ગ્લાસ ભરી આપે છે, નિરંજનનો તે તરફ તિરસ્કાર, બાદ ગાયન, એટલામાં ગાયનમાં ચકચુર બનેલો નિરંજન

આપો આપ દારૂ પીવા માંડે છે, અને પ્યારેલાલ મંજરીને અજાણ્યા પુરૂષોના ભયથી તેમને જવાનું કહે છે પણ સુદર્શન ન જતાં પ્યારેલાલ સામા થઇ નિરંજનને જુગાર રમવા ઉશ્કેરે છે. અરસ પરસ જુગાર, નિરંજનનું ૪૦ હજાર રૂપીઆ હારી જવું. એકાએક કલ્યાણરાય અને ગુણવંતરાય આવે છે અને નિરંજનને નીશામાં ચકચુર જુગાર રમતો જુએ છે, કલ્યાણરાયનો આઘાત, નિશામાં ગાંડો બનેલો નિરંજન મરજી મુજબ વર્તન કરે છે તેથી કલ્યાણરાય ગુસ્સામાં આવી જઇ ચમાટ મારે છે. નિરંજનનો તેથી થોડે અંશે નીસ્સો ઉતરે છે, કલ્યાણરાય પોતાની મીલ્કતનુ વીલ ગુણવંતરાયની તરફેણમાં વકીલ પાસે કરાવી લાવેલ તે વેશ્યાના ઘરમાં સહી કરી ગુણવંતરાયને આપે છે અને હાર્ટફેલ થવાથી કલ્યાણરાયનું મંજરીના ઘરમાં મૃત્યુ.

— ટેબ્લો. —

## અંક બીજો.

### પ્રવેશ પહેલો.

સ્થળઃ— સ્યામ નગરનું જંગલ.

કલ્યાણરાયના ખૂનથી મંજરી સ્યામ નગર છોડીને મુંબઇ ઉપડી જવા માટે મોટર રસ્તે ઉપડી જાય છે, એટલામાં લુટારાઓને બાતમી મળવાથી મંજરીની મોટર લુંટવાને લુટારાઓની અરસપરસ તૈયારી, મંજરીની મોટર નીકળતાં લુટવાની તૈયારી એટલામાં ગુણવંત તથા નિર્મળાનું તે રસ્તેથી પસાર થવું, મંજરીના બુમરાણથી ગુણવંતરાયનું મદદે દોડવું, અરસ પરસ ઝપાઝપી અને લુટારાઓનિ પીસ્તોલથી ગુણવંતરાયનું ઘાયલ થવું, ઘાયલ થતાં હાથમાંથી પડી જતી પીસ્તોલ નિર્મળા ઉઠાવી લઇને ઘા કરતા એક લુંટારાને વાગતા સુદર્શનનું આવવું, અંદરો અંદર એક બીજાની ઓળખાણ તથા માફી માગવી, સુદર્શન પોતાની લુટારાની સ્થિતી ગુણવંતરાયને કહેતા ગુણવંતરાય તેઓને સમજાવી એ ધંધામાંથી ફારેક કરી પોતાની મીલમાં કામે લગાડવાનું વચન આપે છે, અને સુદર્શનને પોતાનો મદદગાર નીમે છે, સુદર્શન ગુણવંતનો ઉપકાર માને છે.

## પ્રવેશ બીજો.

સ્થળ:— વિનોદરાયનું મકાન.

**કોકીલા, કવિ કપીલરાય પાછળથી પોપટીયો તથા વિનોદરાય વિગેરે.**

કોકીલાને બનાવટી સાહેબ કવિ કપિલરાય અંગ્રેજી એટીકેટ શીખવે છે, પાછળથી પોપટ (માયા) તથા વિનોદરાય વચ્ચે પ્રેમરંગ.

## પ્રવેશ ત્રીજો.

સ્થળ:— નિરંજનનું ઘર.

**ગુણવંતરાય, નિર્મલા, પાછળથી પ્યારેલાલ, નિરંજન.**

ઘાયલ થયેલ ગુણવંતની નિર્મળા નિર્મળ ભાવે સેવા કરે છે. નીરંજન તથા પ્યારેલાલનું આવવું, પ્યારેલાલ નિરંજનને ઉંધુ સમજાવી ગુણવંત તથા નિર્મળા ઉપર કલંક લગાડે છે. મર્હુમ કલ્યાણરાયના વીલ પ્રમાણે નિરંજન મીલ્કતનો અધિકારી નથી, નિરંજનનું ઘર છોડી સહકુટુંબનું ચાલ્યા જવું.

## પ્રવેશ ચોથો.

સ્થળ:— રસ્તો.

**નિરંજન, પ્યારેલાલ, પાછળથી સુદર્શન.**

નિરંજન પ્યારેલાલ પાસે પૈસા માગે છે, તેના બદલામાં પ્યારેલાલે ત્હેની બ્હેન સરલાના હાથની માગણીનો લાચારીએ સ્વીકાર કરવો. પાછળથી સુદર્શન તથા પ્યારેલાલ વચ્ચે ચકમક.

## પ્રવેશ પાંચમો.

સ્થળઃ— નિરંજનનું (નવું) ઘર.

**સરલા, સૂરેશ, નિર્મળા પાછળથી નિરંજન.**

સુરેશ પરિક્ષા આપવા જતો હોવાથી સરલા પાસે વિદાય લેવા આવે છે. નિર્મળા તથા સરલા હર્ષથી રજા આપે છે. પછીથી નિરંજન પ્યારેલાલને સરલા આપી ચૂક્યો છે એ વાત સરલા તથા નિર્મળાને જણાવવી.

## પ્રવેશ છઠ્ઠો.

સ્થળઃ— વિનોદરાય રાવ બહાદુરનું મકાન.

**વિનોદરાય, પોપટ, કોકીલા, કવિ વિગેરે.**

વિનોદરાય, પોપટ (માયા) કોકિલા તથા કવિ કપિલરાયનો અરસપરસ હાસ્ય વિનોદ.

## પ્રવેશ સાતમો.

સ્થળઃ— લગ્ન મંડપ.

**સરલા, નિર્મળા, પ્યારેલાલ, જ્ઞાતીજનો, નિરંજન પાછળથી ગુણવંતરાય.**

સરલાની ઇચ્છા વીરૂદ્ધ વૃદ્ધ પ્યારેલાલ સાથે નિરંજન સરલાને લગ્ન કરવા સમજાવે છે. જ્ઞાતીજનો નીર્મળા, સરલા તથા ગુણવંતને નિરંજનની આજ્ઞાને આધિન થવા સમજાવે છે. સરલાની ઉપર શ્રદ્ધા, ત્યાં અચાનક સુદર્શન આવી સરલાને સર્વની અજાયબી વચ્ચે ઉપાડી જાય છે.

**ટેબ્લો.**



# અંક ત્રીજો.

## પ્રવેશ પહેલો.

સ્થળ:— નિરંજનનું (નવું) ઘર.

**સરલા, સુરેશ બાદ સુદર્શનનું આવવું.**

પ્યારેલાલના પંજામાંથી છૂટેલી સરલા ઇશ્વરનો ઉપકાર માને છે. ત્યાં સુરેશનું આવવું, બન્નેનો પ્રેમ પ્રસંગ, ત્યાં સુદર્શન આવી બન્નેને આશીષ આપે છે.

## પ્રવેશ બીજો.

સ્થળ:— ધર્મશાળા.

**નિરંજન, રણધીર, પાછળથી ગુણવંતરાય, નિર્મળા.**

નિરંજનનું નિરાધાર હાલતમાં આવવું. ત્યાં રણધીર નામનો રજપુત આવી ગુણવંત અખંડ બ્રહ્મચારી છે એવી ખાત્રી આપે છે. નિરંજન ગુણવંતની માફી માગવા તેને શોધવા જાય છે, પાછળથી ગુણવંત આવે છે રણધીર પોતાને ત્યાં નિર્મળા સાથે ગુણવંતને લઇ જાય છે.

## પ્રવેશ ત્રીજો.

સ્થળ:— વિનોદરાયનું ઘર.

**કવિ, કોકીલા તથા વિનોદરાય.**

કવિ તથા કોકિલાના લગ્નની વાતને શેઠ વિનોદરાય મંજુર રાખે છે.

## પ્રવેશ ચોથો.

સ્થળ:— પ્યારેલાલનું ઘર

**પ્યારેલાલ, મંજરી, મંગલા, સુદર્શન તથા સરલા સુરેશ.**

પ્યારેલાલ મંજરીને ખરા સ્વરૂપમાં ઓળખે છે, મંગળા તથા સુદર્શનનું આવવું, પ્યારેલાલનો પશ્ચાતાપ, પ્યારેલાલનો આઘાત. મંજરી તથા સુદર્શન, સરલા તથા સુરેશનો હસ્ત મેળાપ.

**— અંક ત્રીજો સમાપ્ત. —**

॥ ॐ ॥

॥ श्री गणेशाय नमः ॥

# સંસાર-ચિત્ર

## નાટકના ગાયનો.

## અંક પહેલો.

—સ્તુતિ—

શાંતિ સુયશ દાયિની
ભ્રાંતિ ભય સંહારિણી
હે માતા સુખદાતા
તુ નવ રસ જ્ઞાતા, વાણી વિધાતા
સુહાસીની......શાંતિ૦

કરધારી રસઝારી
તુજ ગાને યશ પાને ઉપમાને
પાર ન પામે મતિ વિરામે
મયૂર વાહિની......શાંતિ૦

મંજરી— (૨)

બોલો બોલો પ્રિતમજી પ્યારારે બોલો બોલો
હઠ છોડો હઠીલા રીસાળા,
પાય પડું પ્યારા હાં લાલા...બોલો૦
તારી મોહનીએ મુગ્ધ બનાવિરે
અણમુલી તે ધુન મચાવીરે
વારી જાઉં વાલા હાં લાલા...બોલો૦

દ્વાર દીલડાનાં ખોલી બતાવોરે
સુના અંતરમાં દીવા જગાવોને
સુની મૈયા શોભાવો સાંવરીયા
લુટો લુંટારા હૈયાના ચોરનારા...ઓલો૦

**કોકિલા—** (૩)

છેલરાજ છાનો છુપાઈ મ્હને છેતરે
ફુણાં આ કાલજ્નં કપાયરે...છેલ૦
જાદુ ભરેલો મ્હારા દિલને ભરમાવતો
ભોળી બાળાને નાંખી ભુરકી અંજાવતો
વાણી જેનીમાં ફુલડાં ઝરે.....છેલ૦
લાડીલો લટકેથી લલના લોભાવતો
નયનાંથી નયનાંની મીટને મીલાવતો
હૈયામાં હેતનાં અમી ભરે...છેલ૦

**કોકિલા અને કપિલરાય** (૪)

**કોકિલા—**અગરુગ માફક માછલી લેવા
અધિરાઈ આવી શાની કરે
**કપિલરાય—**જપતપ કરતાં માછલી મારી,
અન્ય આરોગે એવી બીક રહે
**કોકિલા—**પહોંચે ના રવી જ્યાં પહોંચે કવી ત્યાં
ભોળી બાળા શું કરે
**કપિલરાય—**બાળી ભોળી દિલનાં હિર હરે,
ચાહે ત્રિલોક આખું ઘેલું કરે
**કોકિલા—**છે પ્રેમ એવી વસ્તુ કે, સ્વાર્થને ના માનતી;
લજ્જા તથા યજમાનનેં, ના તે કદિ પયછાનતી
**કપિલરાય—**સમજે નહિ પ્રેમી વિના, પુરાણ પોથી પ્રેમની;
લે છે રસિક હંસો અરે,
મૃગજળ અગર કે છીપ મોતીની...અગરુગ૦

**નિર્મળા—** (૫)

રસવાડીએ તન ડાળીએ, હિંચે સલુણી શ્યામા;
જોબન ઝુલે હિંચન હિંચી
સ્નેહ સુધારસ હૃદયે સિંચી,
લહેરાતી મલકાતી લેતી વિસામા
લેતી વિસામા–લેતી વિસામા–હિંચે સલુણી શ્યામા.

(સાખી)

તન તરૂવરને હિંચકે, મન ઝુલે મસ્તાન
મદન લહરમાં માનુની, ભૂલે નિજનું ભાન;
હૃદય ચહે ન્હાવાને રસ સરિતામાં.
રસ સરિતામાં–રસ સરિતામાં...હિંચે૦

**નિર્મળા અને સખીઓ—** (૬)

**સખી—**ભળી પ્રણય સુધારસ પાજે
રીઝવી રસ રંગ રસિયાને
જલ્દી આવ આવ આવ
**નિર્મળા—**નહીં સમજ પડે શું બોલો
મુજને ખાલી ખૂબ સતાવો
અહિંથી જાવ જાવ જાવ
**સખીઓ—**આદર સત્કારે અતિથીને
અધર સુધારસ પાજે
**નિર્મળા—**કોણ અતિથી વાત કરો શી
ધાર્યું તમે શું આજે
અહિંથી જાવ જાવ જાવ
**સખીઓ—**મન માન્યા મોહન વર તારે,
મંદિર આજ અતિથી
**નિર્મળા—**છેડછાડ છોડોને ચતુરા
ભળી તમારી રીતી
અહિંથી જાવ જાવ જાવ...સખી૦

નિરંજન અને નિર્મળા— (૭)

નિરંજન—પ્રેમ દર્દે જીગર ઘાયલ આ બન્યાં
પ્રિયતમે જાદુ કર્યાં

નિર્મળા—નેહ થકી નીભાવજો, વ્હાલમ મીઠાં વ્હાલ
પ્રણય ભર્યાં વચનોમાં ભૂલી હું ભાન.

નિરંજન—સુખ કર શ્યામા સલુણી સોહાવતી
શીદને મુઝાય મૂક મુગ્ધા તું માન.

નિર્મળા—અંતર ઉર્મિના મોજાથી છલકયાં સરવરીયાં

નિરંજન—પ્રેમ પિયુષોથી ભરીયા રાતાં
પ્રણય તણા વચનો

નિર્મળા—એ તરંગના ઉમંગ

નિરંજન—અંગેઅંગ વાહ વાહ,
પ્રેમ પિયુષોથી ભરીયાં લ્હેરાતા...પ્રણય૦

સુરેશચંદ્ર— (૮)

દરદો આ દેશમાંહી છૂટયા છૂટેજ નહિ,
ભૂલી સૌ દેશ દાઝ જ્યાં ત્યાં છે ઘોર રાજ;
થોડા પરમાર્થ કાજ દ્રોહી અસંખ્ય આજ,
જ્યાં ત્યાં છે અંધકાર અનાચારનો વેપાર;
કયારે ઉગે પ્રભાત રક્ષા કર હે દયાળ.

સુરેશચંદ્ર અને સરલા— (૯)

સુરેશ—કરૂં કુરબાન પ્રાણ

સરલા—ધરૂં દિલ દાન જાન......કરૂં૦
મોંઘેરા દાન દીલનાં અણમુલા સ્થાન
દિલમાં, પ્રીતીનાં પાન ઉરમાં,

સુરેશ—કીધો પ્રિયા ઘાયલ, આરામ દિલના
કીધો પ્રિયા ઘાયલ,

**સરલા**—પૂછો જઈ પરિંદોને કે પ્રેમની કથની કહો
ચંદ્રને પૂછો વળી ચકોરીની હાલત થઈ
જ્યાં શાપ મૂરલી નાદ,
સાંભળવા રહે તત્પર સદા
મૃગરાજને પૂછો જઈ કે કેવી વીણીની મજા
ઉર આરામ, શાન્તી સ્થાન,
હૃદયના અણમૂલ વિરામ......કરું૦

**માયા** (પોપટીયો) **તથા વિનોદરાય (૧૦)**

**વિનોદ**-મતવાલી મેના છોડ છબીલી ચેનચાળા,
**માયા**—અલબેલા છેલા શાને સતાવો ભોળી બાળા
જાઓજી જાઓ શાને ફસાવો
હું તો તમારી રસોયણ અલબેલા છેલા (૨)
**વિનોદ**—કાળી છતાં તું તો કોયલ મતવાલી મેના (૨)
**માયા**—કાનુડો કાળો, ગોપીનો વ્હાલો
હું તો તમારી ગોવાલણ અલબેલા છેલા (૨)
**વિનોદ**—આપી દે પ્રેમભર્યું માખણ-મતવાલી મેના (૨)

**કોકિલા તથા કપિલરાય— (૧૧)**

**કોકિલા**—નાચે રસીલો આ નેન બાણે નાચે (૨)
**કપિલ**—નેન મધૂરીનાં આ અંતરમાં થન થનગન...નાચે૦
**કોકિલા**—જેવો સુંદર આ સાહેબ બન્યો છે
તેવી બનું હું મેમ
ફેશનનાં લેશન શીખાવો,
પ્રેમની પકડી કેન નેન...નાચે૦
**કપિલ**—સેક હેન્ડની સિસ્ટમને સ્વીકારજે
પ્યાર કરતાં ચૂંબનને સ્વીકારજે
**કોકિલા**—સાચી એ એટીકેટ છે......નાચે૦

મંજરી— (૧૨)

શ્રમ જીવનનાં શ્રાપ શ્રીમંતો

મતલબના એ મિત્ર તવંગર...શ્રમ૦

રક્ત ચૂસન પલપલ તનમનના

શુભ્ર ડાકુની જાત

ધિક ધિક એવી શ્રીમંત જાત ધિક...શ્રમ૦

મંજરી (૧૩)

જોબનને આરે નાચે, જોગી નાચે ભોગી નાચે

નાચે આલમ ભૂલી ભાન, ભૂલી સાન

નમતું આપે ત્રિલોક ત્યાં એ (૨)

મ્હેફિલ લ્યો ખૂબ માણી, જોબનની જામી લ્હાણી

શરબતના ખાલી કરો ઝટ જામ

આપો માન (૨)

લુંટો લુંટાવો મસ્ત બનીને (૨)...જોબનને૦



# અંક બીજો.

**બહારવટીઆઓ—** (૧૪)

દોલતના મદમાં મૂર્ખ મચેલા રે એ સ્વાર્થી અંધા
દોલતના મદમાં મૂર્ખ અંધા
પરવા ના પરમાત્માની
પરવા ના ધર્મ કર્મની
રાત્રી-દીન કરતા હરામી ધંધારે એ સ્વાર્થી અંધા
અનાથોના શ્રાપ લેવા
દેશના દ્રોહી એવા
માયાના દાસો પાપી ગંદા રે એ સ્વાર્થી અંધા...દોલત૦

**કોકીલા—** (૧૫)

હું અલબેલી નવયૌવનમાં મદમાતી માલતી (૨)
કોઈ રસીયો રસ તરબોળ
કોઈ મોહન ચિતનો ચોર
તનમનમાં લાગી લગન તેની પ્રેમઝુલે ઝુલતી
ઝલબલ કરતી આ છાતી.
રસબસતી અતિ છલકાતી;
ચિત ચપળ બની ચકડોળે ચડયું,
અણજાણ્યા મારથી.

**કોકિલા તથા કપિલરાય—** (૧૬)

ત્યારે શીખો શીખાવો પાઠ પ્રેમના અખંડ,
જેણે દીધા છે દાન આ, દીલથી (૨)
જેણે પીધાં છે પાન અમી ઝરતાં,
સુજાણ જીવન દીધાં છે, દાન જીવન મૂળથી
સ્વર્ગ ચઢવાની એ છે નીસરણી
સ્વર્ગ જોવાની હામ છે મને ઘણી...ત્યારે શીખો૦
ઇંદ્ર લોકની તું જાણે સબજ પરી
બનાવું ગુલફામ આપને તો હું ખરી...ત્યારે શીખો૦

## માયા (પોપટીયો) તથા વિનોદરાય–(૧૭)

પ્રાણ પ્રાણે ઉમંગ અંગોઅંગે અનંગ રંગ જામ્યો
અંતરના ઉંડાણમાં
હાય છૂટયા છે તીર, લાજ લેવા અધીર:
ચીર પુરો નિર્દોષ ભોળી બાળનાં
બાણ વાગ્યાં છે મારા બળવાન,
કરૂં પળમાં હું આજે બેભાન
લૂંટો લુંટાવો પ્રાણ,
પછી શાનો વિચાર:
રંગ જામ્યો અંતરના ઉંડાણમાં
દીધા દિલડાને પ્રિતીના દાન
પછી આપો ન આપો સન્માનને
લૂંટો લાલીત્ય આ, જોબન ખીલેલ આ
મળ્યો મનમાન્યો લુંટારો લલીત આ
મન અંતર આધીન, રહું પ્રેમમાં હું લીન
રંગ લાગ્યો અંતરના ઉંડાણમાં.

## નિર્મળા— (૧૮)

ભાગ્ય પલટતાં સઘળું પલટે
સ્વજન દુર્જન બનતા
પાપ પૂર્વના જ્યારે પ્રગટતાં,
દારૂણ દુઃખો વરસતાં
મોહ મમતને મત્સર મેલી'
સુકૃત કર કંઇ ભવરણ તરવા
સાગર પાર ઉતરવા

**નિર્મળા અને સરલા— (૧૯)**

એક સરખી ખબર પળની, કોઇને પડતી નથી,
એક હાલત જીંદગીની, કોઇને મળતી નથી,
આજ આજ્ઞામાં રહી આલમ બધી ઝૂકી રહી
કાળ ઘર ઘર ભીખ માંગી, રોટલી મળતી નથી.
મીથ્યા જગ જંજાળ મીથ્યા, અલ્પ આ છે જીંદગી.
શું રહ્યો છે મોહી જગમાં, તારૂં અહીંઆ કંઇ નથી

**સરલા અને સુરેશ— (૨૦)**

ભલે જાઓ, સીધાવો વરી વિજય
વિજયી થાવો...ભલે૦
શાન્ત થાઓ નિભાવો
દીધાં દીલ તો દીલથી સ્થાપો
આપ્યા વચનો નિભાવ પ્યાર ભૂલી ના જાવ.
વાટ જોવું દીનરાત
ગર્વ શંકાને ત્યાગો ધીર અંતરમાં ધારો
ધ્યાન તારૂં દિનરાત ધરૂં જીવન આધાર
પ્રાણ પ્રાણે તું નાથ
નીરાધારનો આધાર પ્રભુ અમને સંભાળો

**કોકીલા અને કપિલરાય— (૨૧)**

ચાલો ચાલો રસીકવર, રસીક હૃદાની આજ પરીક્ષા થાશે
પાઠ પ્રેમના સ્નેહ નીશાળે
ગુરૂ થઇ શીખવજો
પ્રેમ પરીક્ષા પાસ કરતા,
નયન સોટીને સહેજ
લ્હાવા લેવા અમુલખ એવા
જીવન અર્પ્યું તવ ચરણે
આવા શરણે હૃદય પરણે
વેળા વીતી નવ મળે

**નિર્મળા અને સરલા—** (૨૨)

અભાગી હિન્દ બાળાની, ગુલામી જોઇ લ્યો નજરે
ગરીબ એ ગાય પર હિન્દુ, કસાઇ કેટલા ગરજે
પુત્રી રૂપે પીતાને ત્યાં, ભગીની ભાઇને આધિન
પત્ની રૂપે પતીને ત્યાં, ગુલામીને સદા સ્વાધીન
ફુટે કીસ્મત બને વિધવા, જીવન આખું બન્યું કાળું
પતીની પુંજી હોયે તો, પરાધિન ટ્રસ્ટીને રહેવું
ગમે કે ના ગમે તો પણ, હસીને ચૂપ રહેવાનું
જન્મીને મરણ પર્યંત, એક ગુલામીમાં સબડવાનું
કહો એ અબોલી આત્માના, નીશાશા ક્યાં સુધી લેશો
ગુમાવ્યું સર્વસ્વ તોયે, ગુમાવા ક્યાં સુધી દેશો.



## અંક ત્રીજો.

**સરલા અને સુરેશ—** (૨૩)

**સરલા—**દાન દીધા અરે હાં,
આ દિલના તે દિલથી સંભાળજો હો વ્હાલમાં
પ્રાણ પ્રાણે પુજાય પ્રેમ પ્રભુતા મનાય
**સુરેશ—**વરસે મયૂર ટહુકે અંગોઅંગ બને મદમસ્ત
**સરલા—**આપ્યા વચન પ્યારા પ્રિત નિભાવજો
સ્નેહ ભર્યા શાણા સંદેશા કહાવજો
**સુરેશ—**પ્રેમ પાંખડીએ દિવ્યલોક સર કરો દિલબર

**નિર્મળા તથા નિરંજન—**(૨૪)

**નિર્મળા—**દિલ દોડે રસ લૂંટવા, યૌવન વિષમ અપાર:
પાપ કુંભ ફુટી જતાં, સર્વનો એકજ ન્યાય.
**નિરંજન—**ભાગ્યે લખ્યા લેખો ના ટળે:
**નિર્મળા—**ત્યાગી ભુવન વન પંથે પડે
ક્ષણિક જીવનમાં માયાના ખેલ છે
મિથ્યા મમતામાં મનુજો ડુબેલ છે
**નિરંજન—**વાવ્યાં જેવા બીજ તેવાં લણે.

**વિનોદ-કવિ-પોપટ-કોકિલા—(૨૫)**

**વિનોદ**—લેવા જતાં જ્યાં નખરાળી,
ઇજ્જત ખોઇને ખોઇ દીકરી વ્હાલી;
**કવિ**—ફેશન તણાં લેશન સીખવતાં,
પૂરી થઇ સઘળી બાજી
**પોપટ**—કાં બચ્ચા કેવા ફસાવ્યો,
પૂરો બનાવ્યો પાજી;
**કોકિલા**—બાપુ બન્યા તમો કેવા કવિથી (૨)

**મંજરી તથા પ્યારેલાલ— (૨૬)**

**મંજરી**—આજે પામ્યા નવજીવન નવ નવલાં દેહનાં
**પ્યારેલાલ**—સ્નેહિના સ્નેહને સુખ દુઃખમાં સ્થાપજો
**મંજરી**—પ્રણયી તું પ્રાણ પ્યારો, જીવન આધાર મારો
**પ્યારેલાલ**—પ્રણયીનો પ્રાણ પ્યારો પ્રેમીનો ભાગ્ય સીતારો
**મંજરી**—સ્વર્ગીય રસ રેલો, મન મેલો મોંઘેરા માનજો
**પ્યારેલાલ**—દિલને દિલથી જોડો, મન ખોલો,
આત્મા છો દેહના...આજે૦

